# ફુલનો હાર.

સંગ્રહ કરી,
છપાવી પ્રસિદ્ધ કરનાર.
**જેશીંગભાઈ મોતીલાલ શાહ.**
રીચીરોડ—અમદાવાદ.

**અમદાવાદમાં,**
રીચીરોડની સડક ઉપર આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ
પ્રેસમાં શા ચુનીલાલ અમથાગાએ છાપ્યું.

આવૃત્તી ૨ જી પ્રત ૧૦૦૦

સવંત ૧૯૬૯ સને ૧૯૧૩.

કીંમત આઠ આના

# ફુલનો હાર.

૧ સુરદાસ.

દાસપરે દયા લાવો રે, દયાળુ દેવા દાસપરે દયા લાવો,
સંસારી સબંધ તોડી, જીવ આપ ચરણે જોડી;
હું તો બની બેઠો બાવો બાવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.
આંખ વીનાનું સંકટ આવું, ખાડા માંહી ગોથાં ખાવું,
વારે અવીનાશી આવો આવોરે, દયાળુ દેવા દાસપરે દયા લાવો.

૨ સુરદાસ.

આંખ વીના અંધારરે, સદાય મારે આંખ વીનાનું અંધારૂ.
કોઇ કહેશે લાલ લીલું, આ પીળુ ને આ પીળું:
મારે મન સઘળું ખારૂ ખારૂ રે, સદાય મારે આંખ વીનાનુ અંધારૂ
કોઇને જગ લાગે ખારૂ, કોઇને લાગે નઠારૂં,
મારે મન જીવતર ખારૂ ખારૂરે, સદા મારે આંખ વીનાનું અંધારૂ.

૩ નરસીંહ મેહેતો.

વહાલા વેગે આવોરે, દયાદીલ લાવોરે, બીડું મારી ભાગવા હોજી.
નહિ આવો તો છાના ઉઘાડું હું છીદ્ર વહાલા;
હિંડામાં ઉછળી, ગોવાળીઆમાં વાસ.
ખાંધે કાળી કામળી, માગી પીતા છાશ;
હું રાખું તમથી દાવો રે બીડું મારી ભાગવા હોજી.
બે માના બે બાપના, નકટા નીર્લજ બાળ;
મહિમાખણના ચોરણ, કંસ તણા હે કાળ.
સોડ તજો રાધા તણી, દુરિજન આપે ગાલ;
ધીરા વેગે ધાવો રે, બીડું મારી ભાગવા હોજી.

૪

સમજ સત્કર્મ કરીલો ભાઇ, કાયા આ કાલ જશે કરમાઈ;
રામ ગયા રાવણ ગયો ને, ગયા કૃષ્ણ ગયો કંસ.
બળવીર પણ બળહીણ બન્યા, જ્યાં કઠણ કાળનો ડંસ. સમજ
સ્વારથ તણો સંસાર સુદ શું, માયામાં રહ્યા મોહી.
કાળ ઝપાટ ઝપટસે ત્યારે, રહીશ રાંકડા રોઇ. સમજ

માત તાતને ભાત ભગની, કોઇ નત્ર આયે આંય;
પાપ પુન્યએ પ્રભુ દરબારે, ત્રાજવા માંહી તોલાય. સમજ.

૫ પવિત્ર લીલાવતી.

કરી વેસ્યાની યારી ઉભા અટારી, ભાભી અમારી પેલા તમારા પ્રાણ;
જાવો થાઓ મૈયારી, ભાભી અમારી પેલા તમારા પ્રાણ,
વીંછીનો આંકડો વેસ્યા છે વસમી, જો જો ન થાએ જાણ.
જાણશે તો ઝેર આણશે જાજુ, કરશે રાંડ રોકાણ;
જુઓ જલની ઝારી, હાથમાં ધારી એઠા અટારી, પેલા તમારા પ્રાણ.

૬ લીલાવતી.

ઘટઘટમાં તીરથ રહયો, ઘટમાં આતમરામ;
પ્રેમી મન તીરથ વસો, પ્રીતમ સાલીંગરામ.
દાઝયો ભુંડા દુધથી, છોડે છે શીદ છાશ;
સાહસ કરતાં પ્રાણીઆ, સુખનું સત્યાનાશ.

૭ હરિશ્ચંદ્ર

ઇંદ્ર શાંત થાઓ સાંત થાઓ, તમે રૂષી રાય.
કરો નહિ કલેશ કાંઇ. પોતાના રે કાંય,
ધીરા થઇને સાંભળો, મારી એક વાત;
સરત કરો બંને જણા અત્રે એક સાક્ષાત,
હારે બંને જણમાં કોઇ આપે તપ ફળ.
ખાલી કલેશ શાને કરો, થઇને આપ વીકળ,
વીકળ કબુલ કબુલ કબુલ સર્વ છે અમારો રાય;
ટારે અમ એમાં તેનું. તપ.

૮ જુગલ જુગારી.

અમો અબળાને માયા વ્હાલીરે વ્હાલીરે વ્હાલી,
પ્રીતી વહાલી રે અમોને વસ્ત્ર કરાવો ઘરેણા ઘડાવો
મોતીડે મઢાનો મન ખાલીરે ખાલીરે ખાલી મન ખાલીરે—
નેહની નજરે નાથજી મારી નારી બને ઘેલી રે
કાલી રે કાલી ઘેલી કાલી રે—અમો

૯ જુગલ જુગારી

વહાલમજી સાડી ગુલાબી મંગાવો.
પોલકા બનાવો મોતીડાં ટંકાવો.
બંગડી એ હીરાની, મોંઘી મઢાવો—વહાલમજી.

આખી.

મુરતમાંજ જણાય છે, મુલાકાતના ઢંગ;
જેવો વાનો પુરશો, તેવો ચઢશે રંગ.
હાંસીના હુલ્લાસમાં રસીલી તારી રીસાઇ એ—વહાલમજી.

૧૦ કરણઘેલો.

ચાહે તું ધીક્કાર માર પ્યારમાં બોલાવીને,
પ્યારમાં બોલાવી પ્રાણ સુખમાં ડોલાવીને—ચાહે.
ચુક પડી ક્ષમા કર કઉલા હવે,
શાંતિ તું પમાડ વિરહ અગ્નિને ઓલાવીને—ચાહે.
તારા સમાન નથી વહાલી બીજી મને,
માન મુક માનીતી મન મદને બોલાવીને—ચાહે.

૧૧ કળાવતી.

સ્વામી મળવાની લાલ, ચહાય આ પ્રાણીરે. સ્વામી.
તુજ આધારે જીવન દોરી, કરો શું વખાણ સ્વયંવરલાણ.
તારે હાથ પ્રાણ, લેજો મારા પ્રાણ.
પ્રાણ પ્રાણ પ્રાણ સ્વામી.
હવે ચાલો ,બહુ ગાળો વખત ઠાલો, જરી ભાળો.
કોક પકડે, બાજી બગડે, થશે હાણ સઉ ટાળો. સ્વામી.

૧૨ ખુને નાહક.

મોહનીયા પ્યારી સમનસે મલાનો
જો ચાહો જો માગો વોહી મોસે પાવો
એહ મુંહ કાલા ઓર મસાલા જાકે ખુશકા ખાવો
મયજલા હું પરકમે તુમ ઓર ન આગ લગાવો
જનમ એહ ગુન ગાતુ બીનતી સદા મય કરૂ.

૧૩ મુળરાજ સોલંકી.

સનનન સોહે સાવરીયા શામ
પ્યારે પ્યારે નયનામે વારી વારી જાઉ. સનનન
એક તો ડાલે પીયા મુખડેપે આગલ દુજે દીખાવે ઉગલીઆઃરામ
તીજ ભરે મોરી છતીયાપે, ચુટકી કયા જાદુ ડાલે ગુજરીયા શામ
તીકજ બાગે મેરા જીયા લુભાવે નયનોકી કારી પતગાયા રામ
જાઓ હઠોજી ન બધ્યાં મરોરે છોડો હમારી ડગરીયા છામ.

૧૪ સુંદરવેણી.

જોબનના રંગમાં ઝુલે.

રમશો ના જોઇશ મન મોહનની સંગ—રંગમાં.
છણકા કરતી છબબલી ઠપકા દે ' થઉં ' ઢંગ.
ઘુંજ શમનાના શરમ મુકીએજો જો મચાવીશ જંગ—રંગમાં.
મદન રંગથી પ્રફુલિત થાશે ચંપાએલ આતંગ
મહાલશું ચાલશું પ્રીતમ પ્રીત પણ નહિ આવે ઢંગ રંગમાં.

૧૫ રાજબીજ.

ગણે જુદાઇ પ્રાણ બની શીદ અણજાણ
મળી આનંદ લ્હાણ ચાલ ચમન ઉડાવ
તું છે છબીલી નાર, થાર હું રંગીલો ભરતાર
બન્યું જોડુ નીરધાર મણી કુંદન જડાવ
ઢાંક માથાની વેણુ, કાળી નાગતણી ફેણુ,
પ્યારી અણીઆલા નેણ જરા ધીરે નચાવ
વાગ્યો કલેજે કારી ઘાવ, દુખ દેણ ભારી.
જરા થા દયાળુ પ્યારી, મને મરતો બચાવ
જોયું જ્યારથી આ મુખ, કામ આપે બહુ દુખ,
ગયો ચોરી મારૂં સુખ, પ્રિયે પાછું અપાવ.

૧૬ સતી અનસુયા.

હાંહાંરે સંતો સંગ સમાગમ મોટા, હાંહાં૦
જેનો ત્રીભુવનમાં નહીં જોટા—જોટારે—સંતો.
કરવો હરિભજન વ્યાપાર (૨)
જેમાં કદી ન આવે તોટા—તોટારે—સંતો.
જગમાં જાયું તે જાવાનું (૨)
કરતાં ખળ ખોરખો ખોટા—ખોટારે—સંતો.
ધરવું ધ્યાન હરીનું સાચું (૨)
એ વીણ સઘળો ગરબડ ગોટા—ગોટારે—સંતો.

૧૭ મદન વસંત.

કહુ વાત હું વિગતે વિચાર, વનિતા વખત વધુ ન લગાડ
કર ધરીને કરવર પ્યાર વનિતા વખત વધુ ન લગાડ
રંગે રમાડું સંગે જમાડું, પ્રીતિ ચખાડું રીતિ દેખાડું.
રસમાં ડુબાવુ નાર, વનિતા વખત વધુ ન લગાડ,
વિધ વિધ સાડી પહેરાવું દાડી કમખાને ચોળીને ચણીયોને નાડી
હાર હીરાનાનો માળ સુવાળી ઝાંઝર ઝુમણા મોતીની વાળી
ખવરાવું પકવાન થા તું તો જાડી પગમાં એ જોડાને છત્રી લે કાળી.

ચડવાને ગાડી ફરવાને વાડી હું તારો લાડો ને તું મારી લાડી
હું તારો પાડો ને તું મારી પાડી
મીઠા મીઠા મેવા તે જોઇને જોઇને લેવા
લહેરાજીના વીવાહ નહી ખાવા કે પીવા
તું ચાલને થા તઇયાર—વનિતા—કહું

૧૮ સુરદાસ.

બીલ્વ—આ તારા વચનો સારા સ્નેહે સાંભળતાં
શાંતી પામ્યું છે મન મારૂં ને આજે—
જગની જંજાળમાંથી બળતા બચાવોજી
ધન્ય ગુરૂ ચિંતામણી ધારૂ રે આજે
ચીન્તા—ભકિત ભગવાન કેરી કરતાં હમેશાજી
થવાનું ત્વરાએ શુભ તારૂ રે—શાણા
બીલ્વ—આ તારાં વચનો સાચાં.

૧૯ ભકિતવિજય.

મને વ્રજવાસ છે વ્હાલો, કરો શિદ આગ્રહ ઠાલોરે
સગાં સહોદર માત ને તાતના ફોગટ છે સહુ ફંદ,
આનંદમુર્તી નંદકુમારની સ્નેહે ધરી સુખકંદ.
પાયો મને પ્રેમનો પ્યાલોરે. કરો.
અધમ સ્વામીને લેજો ઉગારી, બહુ વિધ આપી બોધ;
આપની ભક્તિ કદી નહીં ભુલથી નહિ કરૂ અવરોધ.
મીરાં ચીતોડમાં ચાલોરે. ક.
ભુદરને ભજી દુર ધરી મેં દુનિયાની દરકાર
પ્રાણ જતાં પણ હું નહિ ચુકું લાલની પ્રિત લગાર.
ખોટા સહુ જગના ખ્યાલોરે.

૨૦ ભકિતવિજય.

મારા રંગીલા ગીરિધરલાલ આવ્યા રૂડું રૂપ ધરી,
દાસી મીરાંને દિનદયાળ ભેટો વેગે ભાવ ધરી,
જાણ્યું નથી જેણે હજી શુદ્ધ તમારૂં સ્વરૂપ,
ડરશે એ દિલમાંહી, હુંતો આનંદ પામીશું અનુપ—ભેટો—મીરાં
જળ સ્થળમાં હું જોઉં છુ, તમને ત્રિભુવન નાથ,
ડરવાની નથી દેવ હું તો બળથી દોડીને ભરૂ બાથ. મીરાં.

૨૧ ભકિતવિજય.

ઘેલી થઇરે હુંતો ઘેલી થઇ, હું વ્હાલા નંદલાલ વાંસે હુંતો ઘેલી થઇ

નામ લઇ રે એનું નામ લઇ કુંતો જગત જીતાવું એનું નામ લઇ
આ રે સંસારીયાનું સગપણુ છોડી રે (૨)
રૂડા રસ સાથે રાચી, રહી વેગળા
લગની લાગી છે મને લટકાળા લાલથી રે (૨)
જપુ કાનુડાની માળા કરમાં ગ્રહી વહાલા.

૨૨ જયરાજ.

મોહન આતો મલપતાને, પોઢો પ્રેમે પલંગ,
અંગ ફુલ્યાં નવરંગ અમારા, રાય રમોને રંગ.
સલુણા સાહેબાજી હો, મારે મન મોહની લાગી રાજ."
આજ ભરી ભર રંગ તમોને છાંટું છબીલા છેલ
ચઉદ બ્રહ્માંડ શક્તિ બને એવા ખાંતે બતાવું ખેલ—સ.
એક છબી છે આપની એવીજ સુરજ કોટી સમાય.
પીરસી પીરસી કંચન થાશું હરખ હઇયે ન સમાય—સ.

૨૩ સુરદાસ

હુતો ભજન કરીશ હરીનું, સદા સુખે—ભજન
આ સંસાર આગસમ લાગે મિથ્યા ફાંસાં મારી હારી.
નહી કોઇને કહેવા તમારી વાત આ બધાઉ છું.
રાખો ભરોસો હ્રદયમાં, હું દેવના સમ ખાઉ છું
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ

૨૪ સુરદાસ.

મેં ભયનો છોડયો ભાસ, નયનો કરીને ન્યારા.
ઘટ ઘરમાં કરજો વાસ, પ્રીતે પ્રભુજી પ્યારા—ટેક.
વીઠલ વહાલું બીરદ વીચારી, આ સેવકને લેજો ઉગારી
વ્યાધી વીદારી શરણે સ્વીકારી ટાણે હરો મુજ ત્રાસરે—મેં ભયનો
આંખ વીના અતીશય દુખી થાશે જીંદગી આની શી રીતે જાશે
ગાયે હવે શુ ગભરાયે હવે શું શાને બનો છે ઉદાસરે

૨૫ સતી દ્રોપદી

સામળીઆજી કરજો મારી સહાયરે
વ્હાલા ગરૂડે ચડીને વેલા આવજો રે
શામસુ સલુણા શુભદ્રાના વીર રે
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે
છોગાળા છે વાત છેલી નથી કોઈ મારૂ બેલી,

વા'લા તુંજ ગુરુની પત્ની નાખી દુ:ખમાં ડુબેલી,
દુ:ખની દાઢ ને ફરીયાદ અંતર લાવજોરે
કૌરવ કર્મે ચંડાળ દુસીયાસન નિર્દય ખરે,
જોતાં પાંચ ભરથાર પાપી પટકુળ તાણતો;
વા'રે આવોને દયા દીલ લાવોને
નાથ છું અનાથ નારી ભરૂસો છે જુધર બાળી,
જેવી તેવી છું તમારી વા'લા દેશો ના વિસારી
હેને હળધરજીના વીર આવી ઉગારજોરે.

૨૬ સુરદાસ.

વ્હાલા વ્રજલાલ સાથે લાગીરે લગનીયાં મહારી મહારાજ
પ્યારી છબી શામળાની સ્થાપી ઘટ ઘરમાં મેં તો
એને હાથે છે મારી લાજ
વંદ્રાવનમાં ફરતા ધરતા વરતા આ આ......વ્હાલા,
હાડે નીત હેત ધારી બંધુ હળધરના
હું તો સેવું છોડીને બીજા ..વંદ્રા .....આ વ્હાલા,

૨૭ સતી દ્રૌપદી.

ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર,
ગોપાળ ગુણ ગાવો રે નરનાર
ગીરીધર શ્રીધર શ્રીમુરલીધર
નામથી નેહ લગાવો રે—હાં નેહ લગાવોરે.
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવો રે. રે.
અધમ ઉધારણ ભવ જગતારણ,
નિરભય નામથી થાવો રે ભય નામથી જાવો રે. રે.

૨૮

જાગરે જીવ સંભારને શ્રીહરી શઠ થઇ શું સુતો સોડ તાણી
પોટલાં પાપનાં બાંધીયા સાથ નવ જ્ઞાન વઇરાગની વાત જાણી—
દિવસે ચઉદિસ ભમ્યો રાત નિદ્રા વિશે સ્વપ્નમાં સંભારે ખોટી માયા
જન્મીને જીવનનો સાર જાણ્યો નહી નવ ઘડી એક ગોવીંદ ગાયા
મોહમાં રહી મચ્યો પ્રપંચમાં તું પચ્યો ચિંતામણી એળે ખોયો
વાર્યું કરતો નથી હાર્યું કરવું પડે અંતે પસ્તાઇ પસ્તાઇ રોયો.

૨૯ મીરાંબાઇ.

હરી મારા હૃદયે રહેજો પ્રભુ મારી પાસે રહેજો
જોજો ન્યારા થાતા રામ મને તે દીનનો વિશ્વાસ છે.

મીરાંબાઈને મારવા જ્યારે રાણે હઠો લીધી રામ—મને
ઝેરના પ્યાલા મીરાંબાઈએ અમૃત કરી આરોગ્યા રામ—
જુનાગઢના ચોકમાં જ્યારે નાગરે હઠો લીધી રામ—મને.
નરસિંહ મહેતાની હુંડી લઈને દ્વારીકામાં દીધી રામ—મને.
સવરી કેરાં એઠાં બોર પ્રેમે કરી આરોગ્યા રામ—મને.
ત્રણ ભુવનના નાથ રામને મીરાંબાઈએ ગાયા રામ—

૩૦ વિક્રમચરિત્ર.

નજર કરો નાથ જરા ઓળખી લ્યો નારી,
શું હું બીજી કે કંથ આપનીજ પ્યારી—નજર.
હેમ પ્યાલો હાથમાં ને મહી મીઠું દુધ,
પીયુ સામા પાસથી શું તેની ભુલ્યા શુધ
કોણ હતી એ તે કંથ દુધ પાનારી—નજર.

૩૧ સદેવંત સાવળીંગા

વેહેલા ઉઘાડો દ્વાર. સદેવંત વહેલા ઉઘાડો દ્વાર,
એકલી બીહું છું હું બહાર, સદેવંત વહેલા ઉઘાડો
માટે લગાડો ન વાર, સદેવંત વહેલા ઉઘાડો—ટેક,
છે મનથી તુજ મસ્કરી, જીવજ મારો જાય
ઉભી રહું આંહી એકલી, તેમ તેમ હ્રદય ચીરાય—સદે.
માત પિતા મે પરહર્યા, તજી નાત ને જાત
તમ અરથે બની ઘેલડી, આખી માજમ રાત—સદે.
હવે હદ થઈ વાલમા દરશન દો ઝટ આપ
શક્તિ સહન કરવી નથી, તમ વિયોગ કેરો તાપ—સદે.

૩૨ નંદબત્રીશી.

મન ભુલાવે મન લોભાવે, મન ચકડોળે ચડાવેજી;
શુધ પવિત્ર નિરમળ આત્મા, કાદવે રંગ રોળાવેજી,
જોવાનું તે નવ દે જોવા, નહી જોવાનું બતાવેજી
અમરત મુકી વીખને વળગે નરકે મહી રોળાવેજી
વારૂ વનીતા વીશ્વ મહી છે, કોઇ ગોરી કાળીજી
તૃપ્તિ છે સંતોષ મહી, નથી સુખકર વૃદ્ધ બાળીજી—

૩૩ ઉમાદેવડી.

ગાજે ગગન ગરરર ગગન ગરરર ઝબકે વિજળીયો ઝરરર
વરસે વરસાદ ઝરમર વરસાદ ઝરમર વિયોગીના ચીર ચરરરં
બીની બાળા હાય અરરર સ્વામી સોડે પેસે સરરર—ગાજે.

હરીયાળી ભુમી ભલી, હરીઆળા વળી વન,
હરીયાળુ સંજોગમાં,
અરે વીરહે ઉઠે છે અગનરે સજની મદન પીડા કર્યા કહીયે
બાળા રહીએરે મનમાં મુઝાઇએ—સજની.
નદીઓ ખરરર નાસતી સાગર સ્વામી પાસ
મોર મયુરીને મળે
ચટપટ લાગે રે આવે સમે ભોગી ભેટવા રે
માતાજી મેર જો કરે, કુંવારી કોડે કરગરે
મચ્યો મદન મહાવીર, મચ્યો મદન મહાવીર,
થઇએ માતાજી અમે થરરર—ગાજે.

૩૪ — વીણાવેલી.

રે રઢીઆળા રઘુવીર જગદાધારજો
આજીજી આ અબળાની અવધારજો રે
હું દીન બાળા કોપ્યા કંથ કુમારજો
વાદળ વરસે રૂધીર મુશળધારજો
ભલે આ જીવ જાય બ્રહ્માંડ માંય
કદી નાથ આગ્ના લોપીશ નહિ
સતી સંત જીવે પતિ ગુણ ગાઇ
સતીની ગતી છે પતિ હાથ રહાઇ
રે દીન બંધુ-જાળવજો ભરથાર જો
છેવટના છે પ્રણામ પ્રાણાધારજો

૩૫ — ભક્તરાજ અંબરીષ.

ચાલ ચાલરે મારા સમ રસીયા
તારી ઠમકતી ચાલ મને બહુ ગમતી,
વાંકી પુછડી નથી સીધી વળતી
તારો કઠણ બોલ ત્રાંબીઆનો તોલ,
ઘુ ઘુ ઘુ કોલ આપરે વહાલા વસ વસીયા. ચાલ.

૩૬ — ભક્તરાજ અંબરીસ.

જાદુથી ભુલાવે છે આ ભાન, નટખટ બહુ કર પિછાન, (જાદુથી.
લુટારો છે કે ઠગારો કોઈ, મોત વિણ મરવા આવ્યો નાદાન
ઠગાઇથી ઘુસ્યો ઘરમાં આતો,
જોઇ એનું મુખ મારો જીવડો જાતો.
(અલીએ હું આનો બાપહું શુખ ખાપ, તારો વર ઠીક કહું છુંકે

આવું અઢીક કર)
(જાને રોયા ઘરબારો, જો વધુ તારિખી, ખડ મુખે આ શેઠજી મુર
આપણે ઇજતથી રહીએ બાપુડી આવું ના કહીએ
દુર હઠ પાજી છોડ પતરાજી.
ઠીક, ઠીક, ઠીક.
વારે મારા ઘુઘરાળા, લટકારા ચટકાળા વ્હાલજી વાલમજી
ડોયકુ ઝાલજે અમથુડા આનુ જઇ
ગરદન મારીયે મ્હોમાં ડુચો દઇ;
ફટ છોકરાં,
જા ઠગ ડોકરા,
મુક ડોક મારી કહુ છું ગઇ ભાંગી.
લ્હાવો લીયો શેઠ મોં માગી લે, લે, લે,
ચાલો મફતીયા અમથુડા એને જવા દીએ,
એ તરવન હેવાન.

૩૭ ભક્તરાજ અમરીસ.

મોહનજીને મળવા તલપે મારૂ ચીતરે,
પ્રેમની આંખો પ્રેમની પાંખો;
પ્રેમના ગાઉં મુખે ગીતરે—મોહનજી.
સાગર સંગે સરીતા ઉમંગે
મળવા દોડે ધરી પ્રીત રે—મોહનજી.
પ્રેમે મળશું જ્ઞાનમાં ભળશું,
વહેલા વળીશું હાં ખચીત રે—મોહનજી.

૩૮ જગતસિંહ.

દુનિયામાં નથી કોઇએ દીઠો પ્રેમ કીનારો,
સાગર મહી ડુબતો પ્રેમી કોઇએ ન ઉગાર્યો—દુનીયા.
મતલબમાં મુઝાએલો ભમર એમ ભમાયો,
પ્રેમાંધ બની પુષ્પ કમળમાં એહ બીડાયો—દુનીયા.
પંખી પરદેશી પ્રેમ વગડે જઇને મુઝાયો,
ઝાડીમાં મળી વાટ નહિ એમ અથડાયો—દુનીયા.
આ મિત્ર મળે ભોમીઓ, આવે હવે આરો,
નહીતો ધવાએલો ફળે એ બળદ બીચારો—દુનીયા.

૩૯ ભક્તરાજ અમરીસ.

શાથી સુંદર છે મારો નાથ—મારો નાથ રે

ભક્તામણી એ દાસ કૃષ્ણનાથજી,
ગુણસાગર એ નટવર નાગર;
મોહી અમર વરને સોંપ્યો હાથ (૩) રે—ભક્ત.
ફરવાને મનના બાગનો તન,
સંસારે ફરીશું એનો સાથ (૩) રે ભક્ત.

૪૦ નંદ બત્રીસી.

જાગી જોને તું જીવડા, અલ્યા જાગી જો જરી;
સુતો શું અભાગી, સુખના સ્વપ્નમાં ઠરી (૨) જાગી.
સ્વારથનું સગપણ સંસારે, તેમાં મુઢ તું શું લપટાએ,
કહું શું મુરખડા હજુ માયા ના ગરી,
ચાહના ચીતની ના ચળી, તૃષ્ણા તતની ના ટળી—જાગી.
૫રે મરણનો માથે રે ફેરો સુકૃત કરીને ભવજળ તરીએ;
માનવ દેહ મોંઘો ઘેલા મળશે ના ફરી
ગાંડા મળશે ના ફરી, ગુમાની મરશે ના ૫રી
વય તો જાયે છે વહી, તે ચીતમાં કાં નહી—જાગ

૪૧ નંદબત્રીસી.

આ સ્વપ્ના સમ સંસાર સમજી લ્યોને શાણા,
દુર્લભ માનવ અવતાર અવની મહી એ રાણી.
બાળપણું રમતા ગુમાવે,
જુવાનીમાં લંપટપણું ભાવે;
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ, રટે નહી કીરતાર રે—આ.
મરણ શ્વાસ જવ ચાલુ થાયે,
કૃત્ય કુડાં નજરે ઉભરાયે;
પીડાય ભારે, પસ્તાય પાપી, ત્યારે આંસુ વહે ચોધાર રે—આ.

૪૨ રમારણજીત.

મહી વેચવા હાલી હું તો મહી વેચવા હાલી,
મારગે પલકારા મારતી ફર ફુલી ફાલી;
જુવાનીયાની નજર પડતાં લાગુ બહુ વહાલી.
પ્રેમ પરણું હું તો મોઉં ન ઠાલી માલી—હુતો.
માણી માણીગર મરદપર માં કરડી આંખ
પોપટ પડયો પ્રેમ પાંજરે પાળ ગમે તોડ પાંખ;
પાળીએ નહી અમે પોપટડા, ગાડરના સારનાર,

અડીએ નહી અળખામણાને રહે તે પડતુ ગમાર;
સીહને થકા ખાસ તું ધાયલ સીહને ધકા ખાસ,
તારા જેવા તો પમ માટે પણ દઉ ન તાલીરે—હુતો.

૪૩ રમાદેવી.

જરા નાચોજી નજરેથી યાર, હાંરે જરા ખેલોજી નખરેથી યાર,
તેરી મેરી જોડી બની મજેદાર—જરા.
ચાલું મટાથી મહાલુ અટાથી, એતો ઇશકબાજીનો વહેવાર—હાંરે
હવે નેન મીલાવોને પ્રેમ શીખાવોને ઓર લુટાવોનેજોબનીયાનીબહાર
હજી લટકેથી આવોને મટકેથી આવોનેઓર સુણાવો ઝાંઝરનો ઝમકાર
ઉહું હું ઉહું હું યાર, ઇશકના જોજો દેદાર—રંગીલા.

૪૪ લીલાવતી.

અવર મદન અલબેલો આતો દીસે અવર મદન અલબેલો.
શરદ પુનમના સુધાકર સરખો, આજ નગરમાં ઉગેલો—આતો.
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉ ઝરૂખે ઝુકેલો—આતો.
હું નીરભાગી નાથ તજી મુને, વેસ્યા આવાસે વસેલો—આતો.
ધન ગુણીકા ધરણી તળ તુજને, પ્રીય કર્યો મમ પરણેલો—આતો.
ચંદ્ર ચકોરને મધુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આતો.
બ્રહ્મચારી વેસે મને નહી જાણે, મમ છળ છેલછબીલો—આતો.

૪૫ વીણાવેલી.

હા માનેલી માતેલી છકેલી છોકરી તારૂં ઉતારૂં ગુમાન,
હા ચઢીને ચઢી તું છેક ચઢી ભુલી નાના મોટાનું ભાન;
પહેલાં પાણી પીને ઘર પુછે, પછી એતો મહાઅજાણ—હા,
લાડ લડાવીએ બાળપણે, પછી કરે અપમાન,
પાળી ભુલી ભાન કદાપી સ્વાન રહેવું નુકશાન.
થાય કુપાત્ર ને પ્રીતીનું પાત્રજ, રહેશે આખો ભવ દુખનીધાન.

૪૬ નવલકુસુમ.

ભરી ભરી પ્રીતીની પ્યાલી પીજો ને પીવરાવજો—ભરી ભરી
લટકે મટકે રસીલી રસીયાને રીઝાવજો—લટકે
જીવનનો લહાવો લેજોજી, જોબનનો લાવો દેજોજી,
રસનાના રંગ તરંગમાં, ઝુલજો ને ઝલાવજો—ભરી
બની તુમ ગુલ રસીલી રે, પીયુ બુલબુલ રસીલીને,
જોબનના જાદુમાં રે, ડુલજો ને ડુલાવજો—ભરી

૪૭ લીલાવતી.

આજ આવી રાજ હજુરમાં કરજોડીને કહું વીનતી—ટેક.
એક કામસેન વેસ્યા અહીં સાચી સતર તે તો મારી સહી
રાત દીન ઘેર તેને રહી, મમ પુત્રની બગડી મતી—આજ
કુળમાં કલંક કપુતથી, આ મને જરી ગોઠતો નથી,
એથી આપને કરૂં અરજ આ, મુકી ભેટણું પદ જુપતી—આજ
હુકમે હમારી પીડા હરી, ગુણકા કનેથી કૃપા કરી,
અમ પુત્ર અપાવીએ થાઓ રાજ્યની ચઢતી રતી—આજ

૪૮ સતી અનસુયા.

મારે મંદીરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતાં;
ઘેબર ઘારી જલેબી શીરો સુખડી,
મોતીચુર ને મેસુર ભાગે ભુખશું;
તળી તતખીરે કાચલી વડી, તમ કાજ—ભોજન
નેહે નીપજાવું શાક ભાત ભાતના,
રૂડાં રાઇતાં બનાવું જાત જાતનાં,
અતી જુક્તિથી પીરશું પ્રીતે ધરી આજ—ભોજન.

૪૯ સતી અનસુયા.

મારે મ્હોડે મનાવી રાજી કહેવરાવી;
કલાવી પટાવી પુછો શું તમે (૨)
ફુલ સુગંધીવાળાં રૂડાં રંગે રૂપાળાં
તેની મીઠી સુગંધી કોને ના ગમે;
કોને ના ગમે—મારે
લીલાં પીળાં ઝાડ પાન—ઉપર પંખી કરે ગાન;
રાજ કોને સાંભળવાં કોને ના ગમે;
કોને ના ગમે—મારે

૫૦ કબીરદાસ.

રામ નામ તું ભજલે પ્યારે, કાયકુ મગરૂબી કરતા હે
કચી મટીકા બંગલા તેરા, પાવ પલકમાં ઢળતા હે
બ્રાહ્મણ હોકર પુરાણ વાંચે, સ્નાન તરપન કરતા હે.
સર્વ કાલ સુચીત રહે તો,ઓ કયા સાહેબ મીલતા હે
જોગી હોકર જટા વધારે, હાલ મસ્તમેં રહેતા હે,
ઉખર ધરે કર હાથ સુકાવે, ઓ કયા સાહેબ મીલતા હે—રામ.
મુલ્લા હોકર બાંગ પુકારે, વો કયા સાહેબ બહેરા હે
મુંગીકે પાંવકા અવાજ બાજે, ઓ બી અલ્લા સુનતા હે

જંગમ હોકર લીંગ બધાવે, ખપ્પર લેકર ફીરતા હે
શંખ બજા કર ભીક્ષા માગે, એસે કયા સાહેબ મીલતા હે
કહત કબીરા સુનભાઈ સાધુ, મનકી માળા જપતા હે
ભાવ ભક્તિસે ધ્યાન ધરત હે, ઉનકુ સાહેબ મીલતા હે

**૫૧ — મીરાંબાઇ.**

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની માયા લાગી.
મુખડું મે જોયું તારૂં, સર્વ જુગ થયું છે ખારૂં
મન મારૂં રહ્યું ન્યારૂ ન્યારૂરે—મોહન તારા.
સંસારીનું સુખ એવું ઝાંઝવાના નીર જેવું.
તેને તુચ્છ કરી ફરીએ રે—મોહન તારા.
સંસારીનું સુખ કાચુ પરણીને રંડાવું પાછું,
તેને ઘેર સીદ જઇએ રે—મોહન તારા.
પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યો રે—મોહન તારા.
મીરાંબાઇ બલિહારી, આશા એક મને તારી,
હવે હૂંતો બડ ભાગી રે—મોહન તારા મુખડાની.

**૫૨ — કબીરદાસ.**

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત
જેસી ઉનકી ચાકરી એસા ઉનકા દેત.
મન મરે માયા મરે, મરમર જાત શરીર,
આશા તૃષ્ણા ના મરે કહે ગયા દાસ કબીર
કબીરા તેરી કોટડી ગલકટે કે પાસ
કરેગા સો પાવેગા, કોણ બેટા કોણ બાપ
અજગર કરે ન ચાકરી પંખી કરે ન કામ,
દાસ કબીર યું કહે સબકા દાતા રામ.

**૫૩ — સુરદાસ.**

વિષ મવાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે.
ધર્મવૃત્તિ એ ધરણીધરનું, ધ્યાન મતીથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે.
નટવર નામનું નાવ મળ્યું તો ભવસાગર તરવા દે.
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે—વિષમ.

**૫૪ — ઉદયભાણુ.**

મન માયાના કરનારારે જરી જોને તપાસ તારી કાયા
પુછી જોને તું પંડીત પુરાણુરે કોઇના અમર છે લેખ લખાણા

કાચી છે કાયા: આ માટીની, આંક માટીના બેલ બનાયા
જાણ્યા તો સમજી અજગ બધા પણ બાળક બીચારા લપટાયા રે
લાખોની પાંખો ગઇ છે ખીખરાઈ જેણે મુછપર લીંબુ ઠરાયા
કાળના કોવાડેથી કોણ બચ્યું છે હોય ભલે રંક મહાસચારે—રે
સંધ્યાના જેવા રંગ સોનેરી વંધ્યાના લાડ લડાયા
જોબન ને તન ધન તેવા સમજવા પાણીમાંના પડછાયારે રે

૫૫ **વીણાવેલી.**

અરે શું માનવનો અભિમાન પલકમાં ટળી જશે રે
ખરે જેમ પીપળ ઊપર પાન પલકમાં ખરી જશે રે
પલકમાં ખરી જશે રે માટીમાં મળી જશેરે
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના આં......રે નથી
મુઢ મમતામાં તોએ મરતા આ..... રે મથી
પામર નર નાદાન. ......અરે.
કાયા કલેવર કારમુ છે ગંદકીનો ગાડવો
સમજુ જને સમજુ થઇ અભિમાનને વણસાડવો
અભીમાન ફણીધરને નહીં દુધ પાઇને પેધાડવો
રાવણ સરીખે માનથી લીધો નથી કાંઇ લાડવો

૫૬ મીરાંબાઇ.

કાનુડો ન જાણે મારી પ્રીત ભાઇ અમે બાળ કુંવારારે—કાનુડો.
જળરે જમનાનાં તીરે હું તો ભરવાને ગઇતીરે
કાનુડે ઉરાડયાં આછાં નીર છાંટયાં છરરરરરરર—કાનુડો.
જમનાને કાંઠે વાલે રાસ રચ્યો છે
સોળસેં ગોપીનાં ઝાલ્યાં ચીર ફાટયાં છરરરરરરર—કાનુડો.
હું તો વરણાગી કાના તમારા રે નામનીરે
કાનુડે તાકીને માર્યા તીર વાગ્યાં સરરરરરરર--કાનુડો.
બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા
કાનુડે બાળીને કીધા ખાખ ઉડી ફરરરરરરર—કાનુડો.

૫૭ **માનસિંહ અભેસિંહ.**

જળ ભરવા ગઈતીરે સાહેલીની સંગે
આડા આવીને ઉભારે કુંવરજી નવરંગે
જળ ભરવા ગયા સર્વે વાડી મોઝાર
થઇ ઉભા દરવાન તે બંને રાજકુમાર
રોકી રાખી સાસુજીરે અમો સઉ પનીહારી
નામ પુછીને મારૂં રે કીધા ઠઠા ભારી—જળ.

શરમાઈ ઉભા રહ્યા શું આમ અબળા જોર
વિનંતી કાંઇ સુણી નહી દેખાડી નીજ, તોર
તેથી અમો હાર્યા રે આખર એક સાહેલી.
નામ દીધુંજ મારૂં રે ત્યારે દીધા મેલી—જળ.

૫૮

સંસારીયામાં કોઇએ બતાવો નર સુખીયાજી
રાજા પણ દુખીયાને પ્રજા જન દુખીયાજી
દુખીયા જગતમાં જુવાનીયા—સંસારીયા.
આશા ત્રણુપમાં બંધાણા જીવડાજી
એક બીજાને લડાવીયા રે—સંસારીયા.
મનમાં મનોરથ મોટા મોટા બાંધીનેજી.
અધમે આદરે અભાગીઆ રે—સંસારીયા.
ધાર્યું હરીનું થાય મુરખ માને નહિજી
અંતે પડે શીર જુતીયાં—સંસારીયા.
ભવ રે સાગરને પાર ઉતરવાજી
રામનું નામ લે તું પ્રાણીઆ—સંસારીયા.

૫૯ મોહનીચંદ્ર

આવશે પ્યારી, આવશે પ્યારી આવશે
અહોહોહો, મારી હ્રદય મણી પદમણી પધારશે રે
હીરા મંગાવું કે મોતી મંગાવું, પ્યારીનું મન શે માનશે રે.
માળા મંગાવું ને ગજરા ગુંથાવું સુંદરીને શું ફાવશે રે.
ચંએલી લાવું કે હીનો મંગાવું, રસીલી શાથી રાચશે રે—
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશેરે.

૬૦ મોહનીચં

ચોકને આંગણે ચાંદની રે ખીલી રૂપેરી રંગ રંગ રે
આવો સાહેલી રંગ માનવા
હઇયા ખોલીને બેન બેનરે વાતો કરી લ્યોની વહાલની
વહાલા વસે વિદેશમાં, બાળા બાળે વેશ;
સઇયર શા શા મોકલું, શાણાને સંદેશ.
કુંજલડી રે સંદેશો હમારો જઇ વાલમને કહેજોજી રે
પ્રીતિ કાંઠાના હમે પંખીડા પ્રિતમ સાગર વિના સુના સુનાજીરે
કુંજલડીને વહાલો મીઠો મહેરામણ.
અમને અમૃત ખાણ વહાલા પ્રીતમ પ્રાણ—કુંજલ.
સાયબો મારો સુલક્ષણો, એઠાં જુઠાં ખાય;
ઘરની સુખડી ના ગમે, સોગન જુઠાં ખાય.

તમારા સમ જો તમે મને વહાલા, જુઠ્ઠા સમ ખાવજોજીરે
પીયુ તમારૂ મનડું માને ત્યાં જાવ છો,
ઘી ભર્યા ઘેબર ઘેર રઝળે છે
કુશકા ખાવાના ધક્કા ખાવ છોજીરે—પીયુ તમારૂ
સોળ વરસની સુંદરી સ્વામી વરસે સાઠ;
મોઢુ જોઇને મોહી રહ્યો લાડકી કરતી લાડ.
પગમાં કાંટો વાગ્યો (૨)
નહિ રે જીવું હું તો નહિ રે જીવું
મારી સગી નણંદના વીર હો રાજ—પગમાં કાંટો
તેડાવજો મારા બાપાજીને રે,
જોગી જતીને તેડાવજોજી રે—નહિ, રે.

૬૧ વીણાવેલી.

ચાલો મારા ચતુર સુજાણ હાં હાં
મારો નહિ નયનનાં બાણ હાં હાં
કાળજે ઉતારી તારી સુરતી રસીલા પ્રાણ—ચાલો.
ઘાયલ કીધો તે પહેલા ધુતારી મારી નયનનો માર
દાઝયા ઉપર લુણ વચન લગાડી પુરો કર્યો લાચાર
નખરેથી છેવટ નાજુક નાજુકડી
માર્યો તેં હાય હાય ઠાર ઠાર
રસિક વર માર્યો તેં હાય હાય ઠાર.

૬૨ મોહનીચંદ

મારી લાડકડી લજ્જાને સંભાળજો રે
આ પાંખ વિનાની પંખીણીને પાળજો રે
બેઉ ચતુરસુજાણ છો શું કહીએ
તોય દંપતીને આશીશ દઇએ
હળી મળીને હેતે પ્રેમ હેમ સંભાળજો રે,
મધુરા મંત્રથી પાપ લુટારાને મારજો રે
નિર્મળ મતિ જળથી ન્હાય અનિતી નિવારજોરે
જળથી છુટે માછલી નોંધારી લાચાર
ગભરાતી ના ગુણવંતિ વિશ્વપતિ છે વ્હાર

૬૩ નરસી મેહેતા.

વારી વારી શું શોભે છે વીરો બીજા પાંચકા ને પોતે હીરો
પીરશું ખોબલીએ ખાંડ ને ખીરો દેશે બેનીને બહુ હીર ચીરો
ધરણીધરનો સેવક સદા ધીરો જેને દેખીને લાજે અમીરો



શુભ આશક જગ ધીરનું, બેન વિના નહિ કોય;
વંશ વધારક તાતના, દીર્ઘાયુષ તું હોય.
આપ તું આશીશ, સુખડાં પામીશ, દુખડાં વામીશ બેન—વારી
ધન ધન મારી બેનડી, વિણુ સ્વારથ તુજ પેર;
સ્વારથ સહુ સંસારમાં, નહિ નરસીને ઘેર
સાચી સાચી પ્રિતી ચોટી તારે ચીત ગાવું મને ગીત બેન—વારી.

૬૪ વીણાવેલી.

જગતમાં તે નરને ધીકાર. તજે જે પરણી ઘરની નાર
બગાડે મુરખ તે સંસાર, ભેળવે દીવેલમાં કંસાર
અરે કેમ હાથ પડે રે અ..ર સુંદરી ઘર શણગાર
ગુલાબના ઢગલામાં શોભે, ધગ ધગતા અંગીકાર
અંગ આપણું અબળા કહિએ, કહો ભાઈ અંગ તજીને રહીયે
અ...ર કોણુ ઠાર—જગતમાં
ભળે કેમ કેશર ખાવામાં, લસણુ તણો વઘાર
મધુર કળીમાં ડુંગળી ગુંથે, હીણભાગી સરદાર
કુસુમ કળી કરમાઇ દીસે કરમાં છુંદે કળીને છાકી છરમાં
અર.....કુંભાર,

૬૫ ચંદ્રહાસ.

ડરમાં તું દીલ સાથ છોકરા ડરમાં તું દીલ સાથ
તને કોઇ ન મારે લાત છોકરા
તુને સંભાળુ પ્રિતિથી પાળુ ચાલ તને મારો મહેલ દેખાડુ.
ઘરેણા વસ્ત્ર સારા સારા કાઢુ, ચાલ તું જો મારા મહેલના ચિત્રો
રમકડાં રૂડાં ન્યારાં વિચિત્રો, અરે મારાં કેવાં છે કંકણુ હાથ—છો.
તમે માયાળુ દીસ દયાળુ સહુના કહ્યા વિના હું નહિ આવું
માત પિતા તમ ભ્રાત કોપાવું, વિષ્યાળી હું સત્યજ કહાવુ
નાના નહિ હું તો નહિ આવું, તમે મુકો મારો હાથ—છોકરા.

૬૬ મોહનીચંદ

પ્યારી વાતો મધુરી કરો પ્યારની, કંઇ ખાતર કરો દીલદારની/
સ્યોને લ્હેજત જોબનના શણગારની બોલ બાળા બોલ
મદનના બહા/
ઘુંઘટ ખોલોને બાળા બોલો, જુવાની દીવાની દીન ચારની
સુણો વાતો સુણાવું વહેવારની બીક રાખો ખુદાના મારની
બધી ગદ્દામસ્તી આ સંસારની, નહી ચાલે હજુર કીરતારની
જમડા ઝાલે પુરા પછાડે, હેવાની નાદાની મુકો પ્યારની—બો

૬૭ ચાંપરાજ.

ફીટકાર છે ફીટકાર તુને નારીને ફીટકાર
ધીક તારી જાતને શું કીધો વ્યભીચાર—ફીટ.
પતિવ્રતાનું ડોળ ચાલે પતીની સાથ તું
અંતે તુને આ શું સુઝયું ધીક છે અવતાર—ધીક.
કુળ લજાવ્યું મુળ લજાવ્યું ધણી લજાવ્યો;
પ્રાણ જશે આ મારો આ તુજ કાજ નારી—ફીટ.
નફ્ટ જરા ન આવી શરમ કર્મ શું કર્યું
ધર્મ તજી મર્મ તારો ના ગણ્યો તે વાર—ફીટ.
જોગી રાજા ભરથરી તે નારી કાજથી
મરણ રૂપ મારૂં થશે નીચ હાય નાર—ફીટ.
ફીટકાર છે ફીટકાર તને ધીકાર ધીકાર તને
તારી જાતને ધીકાર તાતને ધીકાર—ફીટ.
અને ધીકાર તારી સાથ પરણનારને ધીકાર

૬૮ અશરૂમતી.

આવો આવો કુમકુમને પગલે
આવીજી ડગલે ડગલે
સુખ શાંતિ વ્યાપી સઘળે
રોઉં હું ઢગલે ઢગલે
બીસો નહિ જરીએ બાળા
શા ચલાવે છે ચાળા—આવો.
પારસમણી પડખે પેઠી, બીક સઘળી હેઠી બેઠી
ચીંધ્યું જો જો ચંડાળે, ભોગવીયું હા ભુપાળે
મુકૂં હું હાથ કપાળે

૬૯ સુશીલા.

ભાગ્ય વિના નર ભમતા ભવમાં ભલભલા ભારી
અતી દુખીયારા હાલત હાતા હેતુ વિહારી—ભાગ્ય.
કઇક કરતા લાચારી કઇક નર છે ભીખારી.
કઇકને અસ્વારી કેવી, લીલા છે પ્રભુજી તારી
સુશીલા સમજે પ્યારી, વિયોગે અતિ દુખીયારી
ઝોકપટીથી લે ઉગારી, કષ્ટ કાપો કરૂણાકારી—ભાગ્ય.
કહું કષ્ટ શું ગીરધારી, વાણી ન પહોચે બીચારી
વીનતી ચાલે વિભુચારી ઇશ દયા કર આવારી—ભાગ્ય.

૭૦ મોહનીચંદ.

લે વચન (૨) લજા રાખે ભગવાન સહાય તે ધણીરે
છે વચન (૨) પરમારથ કારણુ પ્રાણુ તરખલું લઉ ગણીરે
વીના વીનંતી વાદળ વરસે હરદમ ઉગે ભાણુ બાળા
તરૂવર ફરતાં સરવર ડળતા કોણુ કરે છે તાણુ
વીર વિક્રમ વિદેશ ભટકયો શું લેવાને લ્હાણુ
તન ધન અરપે પર ઉપકારે, ચાતુર ચતુર સુજાણુ.
પર ઉપકારીની બીલીહારી જીવ્યું તેનું પરમાણુ.

૭૧ કૃષ્ણચરિત્ર.

દાણુ માગે રે દાણુ માગે.
કાનો કાંકરી મારે તો મને વાગેરે—દાણુ.
કાનો કીયા મુલકનો દાણી,
મારી નવરંગી ચુંદડી તાણીરે—દાણુ.
કાનો કીયા મુલકનો સુબો.
મારી વાટડી રોકીરે કાન ઉભો—દાણુ.

૭૨ ઉદયભાણુ

મુને સ્હાય કરશે મોરારી રે વારે ચડશે ગોવરધનધારી.
અહલ્યા ઉગારી મીરાંબાઇ તારી
એની ચિંતા કરીશ નહિં તું મારી
મંજારી બચ્ચાને બળતાં ઉગારી,
મોક્ષ દીધો ગજેંદ્રને તારી.
દ્રૌપદીનાં ચીર પુર્યા
થાશે તે સહાયકારી.

૭૩ ઉદયભાણુ.

બોલો મારા પ્રેમી પોપટજી બોલ બોલો.
બોલો બોલો મેના બોલાવે, ડોલો રંગરસીયાજી ડોલો.
જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે.
મેના તારા વચનની વેણા વાગી,
લાગી લાગી લલિત લ્હે લાગી
મેના વહાલી મેના કેના કહે પણુ જાગી.
જાગી જાગી અજબ જોત જાગી.
પહેલાં પોપટજી પ્યારા મારા રામજી સંભારો
બ્હા બ્હા મેના શું સતી સીતા વિચારો
ચતુર સુજાણુ સીતારામ ઉચરાવે—બોલો.
પોપટજી પાંજરૂં સોનાનું સજાવું

શાકેથી હું બોલતું નથી કે બોલ્યાનું,
સોને રૂપે શું બીડ ભીતરની ભાગી—વાગી
ભાવના ભુખ્યા સુતાવી ભાવના ભુલાવે—બોલે
રૂડા સુડાને રંગે રંગ રમાડો,
પાંખે ઘાલીને ફળ મીઠા ખવરાવો

૭૪ સરદારબા.

દશા કરે તે કોઇ ના કરશે મુરખ કરે અભીમાન
પ્રાણી બીચારૂં તુછ મગતરૂં, કાળ કયાં અજાણ.
કુંપદમાં મરડાઇ મરે પણ, ધાર્યું કરે ભગવાન—દશા.
નીરધનીયા પળમાં ધનવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુખી, નહિ કોઇ જગતમાં રહેનાર
કુંપળ હસ્તીપાન ખરંતા તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે રેહેશે, આપ્ત અપરંપાર
નામ અમર રાખે તે જુગજુગ, જનમ્યું તેજ જનાર
નાહક આકીન છે કે નીચ જન, સત્ય સત્ય સહાયક કીરતાર

૭૫ મીરાંબાઇ.

હરીવેણુ વાય છે રે હો વનમાં, તેનો વૃદ્ધ વધ્યો મારા તન મનમાં
ચીતડામાં ચટપટી રે હો લાગી, જીવન જોવાને હું જાગી.
રસીયાજીને રે હો રાગે, વ્યાકુળ કીધાં છે વઇરાગે
ગતમતે ભુલી રહો ગેહની, વન બંશી વાગે વેહની
ધીરજ ધરીયા હો ધ્યાને, કાંકણ નેપુર ધરીયા કાને.
સેજે કાજળ રે હો સાર્યા, વેહમાં બાળકને વિસાર્યા.
પ્રીતમ પરવશ રે હો કીધા, લજ્જા લોપી મન હરી લીધા.
કંઇ કંઇ વાર્ગા રે હો કંથે, પ્રભુજીને મળવા ચાલ્યા પંથે,
ત્રીભુવન નીરખ્યા રે હો તમને, અંગમાં આનંદ વાધ્યો અમને
વાલમ જોયા રે હો વનમાં, મીરાંબાઇ મહાસુખ પામ્યા મનમાં.

૭૬ મીરાંબાઇ.

ગોરી ગુણીયલ જાશુ અમારે ગામરે
નારી જપશે નીશ દીન નાથ નામ રે
માળ ધારી હાથે કહીશ સ્વામી સ્વામી
શીશ સ્નેહે નામી જેમ ભક્તિ ગામી જપે રામરે—ગોરી
રાજકુવર રૂડા અતિ, અવની માંહી અનેક,
દુધ થકી જીવે નહિ, મીનતણી એ ટેક

એમ કરતાં કસોટી જો કંચન થાશે
ગુણુ ખાસ ગાશો પ્રીતી પાણી પાસો
હું જ રતી, થાશો આપ કામરે.

૭૭ રામરતન.

જીવ જાતા એક જાણુ વિશ્વ સઉ વેરાન દીસે,
વીશ્વ સઉ વેરાણુ દીસે ક્યાંય ન આરામ દીસે;
સુના મંદીર સુની મેડી, સુનાં જાળી જાળીઆં
સુના દીલને સરવ આજે સળગતા સમશાન દીસે
માટીનું ખોખું તજી, એ પ્રાણુ પંખીડુ ગયું;
આ માટીના ગાળા મટી એ ખોખું પણુ નાના દીસે—જીવ.
જીવતા જે જાણુતા તો આ મારો છે.
તે પંથી તો પથે પડયો, આ જીવતો ના કામ દીસે.

૭૮

## ગરીબ ગૃહસ્થાશ્રમ.

જીવ માયામાં જાય ભક્તિ કરૂ કેમ શ્રી હરિ. મન મારૂ મુઝાય—
ભક્તિ. (ટેક)
ઉઠું પ્રાતસકાલ. સાથે રોતા ઉઠે બાલ એતો મોટું જંજાલ (૧)
એને સમજાવું કેમ, જોઇએ પેરવાને હેમ, હવે કરવું કેમ. (૨)
ત્યાં તો દીન ચઢી જાય પાઠ પુજા ન થાય. જીવ ધંધામાં ધાય. (૩)
નારી કહે વચન ઘરમાં થોડું છે અંન કાલ કયાંથી ભોજન. (૪)
તમે કાંઇક લાવો શાક બેશી કેમ થયાં રાંક એમાં મારો શું વાંક.(૫)
એતો જુઠી જંજાલ એને જોઇયદે કાલ થાય અગ્નિની ઝાળ(૬)
એની કરૂ ખટપટ એને છાના રાખુ ઝટ એને સમજાવું સટ (૭)
કહે મગન મહારાજ રાખો ભક્તોની લાજ પુરો શેવક કાજ. (૮)

૭૯ ગુણુસુંદરી.

જાર નર નારને ધીકાર છે હજાર વાર—ટેક.
જાણો તેવડો ગમાર, મુરખનો સરદાર;
અપરાધી એ અપાર, સમજો સજ્જન સાર—જાર.
દામને ઉડાવનાર, વખત ગુમાવનાર,
શરીરને સુકાવનાર નરકનો ધરનાર
લાજને લુટાવનાર, જગતમાં જાણો જાર—જાર.
પ્યારમાં જતો હજાર, બહુ થયા ખુવાર;
નથી મળ્યો જરી સાર, વ્યભીચારમાં લગાર;
ઉપર ઘણેરૂં ભાર, વ્હાલો પ્રભુને લગાર;

નથી નથી તલવાર, અંતરીક્ષ પ્રભુ માર મારશે અપાર.
અહા મોગરીથી ઠાર,
પછી નરકના દ્વાર માંહી,
જમદુત હડસેલી નાંખે નીરધાર—જાર.

૮૦ કામલતા.

કપટી દીલ તારૂ તપાસી જોવાંસી રહયો કાં હાં હાં
કુંવારી બાળા ફસાવી ખોટી, લલચાવી તે ભુલી ગયો કાં—કપટી
વાણી મીઠી તારી ઝેરે ભરી, મારી જીંદગીને ધુળધાણી કરી
રાખ ઇશ્વરની બીક મનમાં જરી,
જાય છેક અભીમાનમાં વધ્યો કા—સકપટી.

૮૧ કુલીન કાન્તા.

અરે હું મસ્તાની પ્રેમની, મને કોઇ ન છેડોરે;
લાચાર હું બીચારી છું, શીદ લ્યો છો મારો કેડોરે,
જુવાનીથી દીવાનીથી છું મારો છોડો છેડો રે—છેલા અરે.
પ્રાણદાન છે પ્રીતમાં પુછી કરજો પ્રીત;
પ્રાણદાન તો સહેલ છે, કઠણ પ્રીતની રીત:
આધાર તું કીરતાર મારો પાર બેડો રે—અરે હું.

૮૨ નવલ કુસુમ.

છોડો સામુ અરેરે (૨) જોશે કોઇ તો કહેશે છીનાળ,
એમાં શાની ડરે છે (૨) હજુ હું છું કુંવારી બાળ;
આળ ચઢેલી બાળનો કોઈ ન ઝાલે હાથ,
તે આ બંકો પ્રેમથી પરણી થાશે નાથ;
જેવાં આ બાઇ હરખાં તેવાં આ બાઈ સરખાં,
કહે કેલી જુગતી છે જોડી, દીધી જોડાવી નહી પામી ખોડકોડ

૮૩

જપતી પ્રીતમ જપમાળ, જુવતી જો અલબેલી;
જોબન રસ રંગે જોની, આ બની ઘેલી,
વ્યાકુળ વૃક્ષના વિણ વહાલી વેલી—જપતી.
તન મનમાં વ્યાપી રહયો, જોબન વસંત જોમ.
રસ ભોગી રસીયા વિના, રમશો ક્યાં રસ રંગ.
જાણ્યું ન જડીઓ કોઈ રસીલો રંગીલો;
ચપ ચપ કરતી લેતી જા તું ચબેલી—જપતી.
પેટ દુખે શીર કુટતાં, સંકટ આ ન સમાય;
બળતાને બાળી સખી, હઇડે શું હરખાય.
અહા અકળાએ શાને છેલ છબીલી—વ્યાકુળ.

૮૪

ધુંએકી ગાડી હાલે લીએ જાએ
પૈસાકા લોભી ફિરંગી વારે જાણ,
જાત નહિ દેખે જમાત નહિ દેખે,
ઓહીમે સબકો બીઠાય લીએ જાય,
હીંદૂ મુસલમાન ભંગી ચમારસે,
ટીકીટકે રૂપઇએ છીના લીએ જાય. ધુંએકી.

૮૫

ઉમાદેવડી.

જા જારે શું રીસાય, રસીલી નજર મીલાવી (લે)
ચટપટ ચીતમાં લાગી ચતુરા ચેહેરો જોવા દે;
હીરા મોતી માગ્ય મધુરી ઝાંઝર ઝુમણા લે,
મદન અગન તનમાં લાગેલી તરત બુઝાવી દેઃ
સમતા નથી રેહેતી રે સલુણી મરમ વચન મુકી દે,
કલ્પલતામાં છબીલી તુજ છાયે પામર પંખી લે.

૮૬ — વીણાવેલી.

ઉગ્યો સખી સૃષ્ટિનો શણગાર હાંરે,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમાં.
જાને પ્રેમ ઘેલી ભુમીના દેદાર,
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં—ઓહો.
ધન્ય ધરા સુંદરી તને ચતુર ચંદ્ર તુજ કાંત;
શાંતિ પાઠ પઢાવતો, શોધીને એકાંત.
ધરણી પડી પતીને પાય, શીક્ષા શીરે ધરે રે
ગુણીયલ ગોરી પતિ ગુણ ગાય, શાંતી ચીતે સ્મરે રે.
ધરોને બ્હેન ધરતી માતાનું કહ્યું કાન
પ્રીતેથી કરો સંસાર સુધારસ પાન—ધરણી.
ચંદ્ર સુખે ગીડાઇને, તારાનાં મુખ સ્યામ;
સદગુણીના સુખ ભાળીને, રમે દુષ્ટતા રામ;
સખી જેને પતિનું માન, તેનાં ગંધર્વ ગાએ ગાન,
પામે દેવી સમાન સનમાન, રમે રામા રસીક લયતાન,
ધરની નાર સમ ગ્રહણીઓ, સેવે સ્વામી પાય;
ચતુર ચંદ્રસમ ધણી મળે જ્યાં જ્યાં ત્યાં ઉચરાય—ધર.

૮૭ — કરણઘેલો.

આંખલડી અણીયારી રે; જરા નચાવ નખરાંવાળી,



જે નખરે રે તારા વાલમજીને વશ કીધા;
ભમર કમાન જરા ખેંચી મુખેથી, ક્રોધ કટાક્ષ કર આલી રે
જરા નચાવ નખરાં વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા;
લટક મટક અને ચટકતી ચાલ આમ, ઝાંઝરથી ઝમકાળી રે,
જરા નચાવ નખરાં વાલી.
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા;
લ્યો લટકો મટકો ચટકો આ, આલી સતાવો શુ ઠાલીરે,
જુઓ નાચે આ! નખરાં વાલી,
જે નખરે રે તારા વાલમજીને વશ કીધા.

૮૮ — ત્રીવક્રમ.

પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે,
શોભે રજની સુંદર શી આજ
હેતે રમીએ સંધાતે સહીયર આપણે રે
માંહે જડીયાં છે નીલમ મણી નંગ—હેતે.
મળી આજે આપણે, ધરી સોળ શણગાર;
કર કંકણ ચુડી ચમકે, ચંદ્ર તેજ એક તાર.
હીરા રત્ન જડીત ઉર હાર છે રે,
મોતી ગુચ્છલ લટકે છે બાજુબંધ—હેતે.
અંબોડા ફુલે જડયા, સર સેંથે હીંગુલ;
કીધા કુમ કુમ ચાંદલા, મુક્તામાળા ઉર.
આરસ પારસમણી જડેલો ચોક છે રે,
તેમાં વસતા હઇયે નણદલ વીર—હેતે.
પહેર્યા ઝાંઝર પ્રીતથી, ઝણ ઝણ કર ઝણકાર;
ફરીએ સઇયર ફુદડી, આ રજની મોઝાર.
સખી વેલીઓ ફુલી એ વિધ વિધ ભાતનીરે,
તે તો આપે છે શી સુંદર સુગંધ—હેતે—પુનમ.

૮૯ — પવિત્ર લીલાવતી

ભાઇ પટારો કેમ ઉઘાડયો જોઉ કુંચી બેસારી કેઈ
સાહેબ બાપા બહાર ગયા છે, શું ધુંજામાં ઘાલ્યું લઈ
બધું ઘરેણું કયાં લઇ ચાલ્યાં, આમ કરી તસ્કરનું કામ,
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ
ચબાવલા તું ચળી ગયો છે, પરની તારે શી પંચાત;
બસ બસ તારે નહી બોલવું હમણા પાછળ પડશે લાત.

નીચ જાત ચાકરની તારી આબરૂ મોટી [illegible]નાર;
આવ રાંડના હવે અડેલા, બંને તો [illegible] ખ્વાર.

૯૦ [illegible]

ધીરી ધીરી સુંદરી જરા ધીરી,
તારા વાંસે લીધી છે ફકીરી—સુંદરી.
નયન મીલાવો પ્યારી હસી બોલાવો
આપીશ આખી અમીરી—ધીરી.
રૂપે રીઝાવું કહો તો સોને મઢાવું,
દુર કર તું દીલગીરી—એજી દુર—ધીરી.
ધીરા ધીરા કુંવર જરા ધીરા,
સગા માડીના જાયા ઓ વીરા—કુંવર—જરા.
જેવી પોતાની તેવી નારી પરાઇ,
પરસ્ત્રી પરભવ પીડા,
રાવણ રોળાણો દુરીયોધન દબાણો
કઇયા કીચકના થઈ ગયા ચુરા—ધીરા.

૯૧ વીણાવેલી.

સુંદર સામળીઆ, નામ જપીશ નીત્ય તારૂં
મનહર ના મળીઆ, કાશી કરવત ધારૂં.
શામળા શણગાર અમારા, કાળજું હર્યું કામણગારા
વીનવે કરગરી દીન દારા, દરશન દો દીલદાર તમારા;
કયાં હું કહું દુખ મારૂ—સુંદર.
આસપાસ નહિ વાસ નીહાળુ અરર ત્રીભુવન ભાસતુ કાળું;
નીરખુ નહિ કદી મુખડું રસાળું જઈ હીમાલય ગાત્ર હું ગાળુ.

૯૨ પવિત્ર લીલાવતી.

પ્રીતી પાતરની કરનાર, સરવે મુરખના સરદાર;
નીતિ નીપુણ ગણે નાદાન, પીડા પામે અપરંપાર.
જેની સાથે જવ તળ બાળી, માત પીતા પરણાવે,
એને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે—પ્રીતિ.
પત્નિ મુખ પકવાન સરખું, તૃપ્ત થયા નહી તેથી;
ગણીકા ગમન વમન સમ ગણવું અરે થશે શું એથી—પ્રીતિ.
શું એનાથી કારજ સરસે, એ શું સારૂં કરશે,
શ્વાન સમાન સદા અથડાઈ, મોત વગર તે મરશે—પ્રીતિ.

૯૩ ચંદ્રહાસ.

થયા છોરે પતી તેજ પ્યારી તનના ફર હસી વળી આજે

[illegible] છબીલા રૂડા રંગીલા [illegible]
જોતા ભાવે, મનભાવે, પ્રીત લાવે, કેમ ત્યાગે,
પ્રભુ મેં તનમન તમને અર્પ્યું થઇ રાજી—ચયા.
કૃષ્ણ કૃપાએ તમોજ મળીયા દીલમાં જે ચિત ચહાય,
નેણુ નકી, નેણુ વકી, નિશા પકી, વિધિ લખી,
પ્રીયા ઉત્તમ તન બની દેવ સુંદરી, પદમણી મળી આજે—ચયા.
મહેલ જતાં તે દી તરછોડી હવે ન મુકુ હાથ;
ચાલો આવું, મન ભાવ્યું, કેમ નાવું, પ્રિય કહાવું;
હવે હાજર છું તનમન ધન દેવા, જેમ પ્રેમ છાજે—ચયા.

૯૪ ઉદયભાણુ.

સાહેબા સલુણા નાની નણુદલના વીરા,
લાલા લટકાળા મને (૨) આછા આછા ઘાટ ઘડાવો મારા સાહેબા
સરખી સહીયર મળી હાંસી કરે છે
લાજી મરૂછું બાઇ (૨) વેલા વેલા સૌનીડા તેડાવો મારા સાહેબા.
નાનુ શું નાથ એક ઝુમણું ને મહી જીણાજીણા હીરલા જડાવો
નવેસેરો મોતીનો હાર મારા સાહેબા જીણાજીણા નીલમ મુકાવો
જોગવાઇ જાસ્તી જો હોય મારા વાલમ, કંકણુને માણેક મઢાવો
ગરીબધણીને બાઈ ઝાઝુતે શું કહીએ બસ આટલેથી મનવાળી દઇએ
બાઇ સાબ મોટા એક પાણો માગી લઇએ—સાહેબા સલુણા.

૯૫ સોભાગ્યસુંદરી

પહેરી ચોળી લટકા મટકા કરતાં આવ્યાં
રંગે બોળી સાડી ઓઢી મન લોભાવ્યાં;
ઝાંઝરના ઝણુકારે ટર કંકણુના ખખડાટે
કાજળથી નેત્ર દીપાવ્યા—પહેરી.
હવે શરમાવો ઠાલા, શાને દીયરજી મારા;
બોલો બોલોજી બોલો બોલો
મેં કેવા તમારાં નખરાં તો જણાવ્યાં—પહેરી.

૯૬ વીણાવેલી.

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ,
રાખે જેવી રીતે રામા, રંગ તેવી રીતે રહીએ—સદા.
પીપળ પાન ખરંતા, હસ્તી કુંપળીઆં;
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડીઆ.
નહી જેવીને તેવી નિત્ય, કોઇની નભતી જોઇએ;
દશાના ઢંગ રૂતુના રંગ, જેવા દેખી લઇએ—સદા.

રહી મહેલે પાણીમાં કમળ ઉપર [illegible]
કાળહીન એવો આવશે, સુખમાં ન ભળે ભાત—એવા.

૯૭ પવિત્ર લીલાવતી.

સખીઓ નીજ નીજ નીતિ ધરમ સદા સંભાળીએરે;
પરમ પાવત્ર પટકુળ પહેરી પરીધાન
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભકિતથી નીત ભજીએ ભગવાન
એવા ઉત્તમ ગુણુથી, ઉભય સકુળ અજવાળી એ—ટેક.
નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ,
હસવું રમવું જમવું, એકાંતે નવ બેસવું રે;
પતિ વિણુ પતિના, પણુ સહ મિત્રોની સંગાથ—એવા.
નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત;
વિશ્વ વિરૂધ ન વરતવું, ભલે તાતકે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સઘ આચારથી રે
નિરલજ નટ ખટની સોબત તજવી સુજાત—એવા.
કુષ્ટી કદરૂપ કુબડો, નિરધન નિરબળ કાય;
મતિ હિણુ પતિત પતિ મળે, એ પતિને સુર રાય.
જોડી પગ અંગુઠે દ્રષ્ટિ આધુ ઓઢીએ રે,
સુખકર સાચવીએ સઉ સાથે સંપ સહાય—એવા.
ઉંચે સ્વરે ન ઉચરવુ, મુકીને મરજાદ;
લલિત બેન કરવો નહિ વડિલથી વિવાદ.
ચંચળ ચાલે ચટક મટક ચતુરા ચાલ ચાલીએરે;
શિવસુત કેશવની શીખામણુ અંતર યાદ—એવા.

૯૮ ઉમાદેવડી.

નથી જગતમાં સાથ સબંધી વિના ત્રિભૂવન નાથ
શું ફોગટ ફાંફાં મારે મુરખડા ભરે આભથી બાથ.
કમળપત્રપર જળબિંદુને સુકાતાં શી વાર;
આવણુની જળ ભરી વાદળીઓ, વિખરાતા શી વાર;
જીવતર સમજવું તેવું આખર ન લેવું દેવું
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુણ્ય સંગાથ.
પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર.
સોદાગર સમજી જઇ, કરો પુણ્ય વેપાર.
જીવ જવું છે ખાલી હાથ, અંતમાં પાપ પુન્ય સંગાથ.

૯૯ વિજયા વિજય.

ધન ભાગ્ય પધાર્યા ભમરા, છો દિલહર ડાહ્યા ડમરા;
કમલાપતિ આજ હું કમલા, રસિયા રસિક શણુગાર.
તું પ્રેમ બતાવે ખોટા, પાતર ઘર પ્રિતિ તોટા;
નહિ ગુલાબ હજારી ગોટા રે તું છટકેલ છકેલી નાર.
શણુગાર મઝા નહિ માની, ફોગટ સમજે જીંદગાની;
છે ધરમ કરમ ધુળ ધાણીરે—શણુગાર—રસીઆ.
છે વિષય વિષનો પ્યાલો જમપુર નક્કી જ્યાં ઝાલો;
ભવ એળે મદનથી મહાલ્યોરે છટકેલ છટેલી નાર.
હજુ કુંવર તમે છો કાચા નથી શીખ્યા મદનની વાચા
નથી નયન મુરલીએ નાચ્યારે—હજુ—રસિયા.

૧૦૦ કામલતા.

મેં દુનીયાં સઘળી જોઈ, કોઈનું ન દીઠું કોઇ,
સ્વારથની જાળ પરોઈ સગપણ સૌ નાંખે ધોઇ;
આજ હોય વ્હાલાં, કાલ તેજ થાય વેરી,
અજબ સરખી એતો રીત પ્રીત કેરી,
પોતાના સ્વારથ માટે અવરને નાંખે નીચોઈ,

૧૦૧ વીણાવેલી

કાંઇ નથી સુખસાધન ધનમાં સાપ બહુ વસ્તા ચન્ધનમાં
સ્વામીજી સુખી વસે વનમાં—કાંઈ.
સાહ્યબી શી શંકરને પાર્વતી કંઇ સુખીયા કમ છે
લોક તો મુરખ એકદમ છે—ગોળ ખોળ નહિ કંઈ ગમ છે
વૈભવ ઝાંઝવાનાં જળ છે સ્વામી ભવનમાં--કાંઇ.

૧૦૨ તારાસુંદરી.

સંસાર સમજીએ શાણા મુસાફરખાનુ
કોઇ નથી ટકયું કાઇ નથી ટકવાનું શાણા—
દુરદેશ તારો પ્યારા, અરે પરદેશી શાણા
કાલે સવારે ઉઠી તારે તો જવાનું શાણા—સંસાર.
સગાને સબંધી તારાં પંખીનો મેળો શાંણા
તારૂં જે માન્યું તેનો ન્યારૂં છે થવાનું શાંણા—
સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો
ઉંચો ન આવે કામથી આરામના પળવારનો
આળસ તજીલે તું સજી તજી તંત આ સંસારનો,
જાવું જરૂર પડશે ઉઠી, ડંકો થતાં દરબારનો;

[illegible] નીતિ જગે ભારી [illegible]
[illegible] ભજન ભાવ બીડ ભાગવાનું [illegible]

૧૦૩ રાજકન્યા.

રૂપ રૂપ શું કરો મુરખ જન રૂપ ઉપરે મરે
આસ્ય જોગે કાંઇ રોગ થાય તો રંગ રૂપ ક્યાં ઠરે
નથી હું રૂપતણી પ્યારી, માત્ર છું ગુણની અભિલાષી.
કસ્તુરી છે કાળી તોપણ વખતે જીવન દેછે
સફેદ સોમલ સરૂપવાનતે તુરત પ્રાણ હરિ લે છે—નથી હું
સુજાણ બાળા લક્ષ્મી વિણ છે જીવતર સર્વ નકામું
સત્ય કહું તો લક્ષ્મી વિણ છે જીવતર સર્વ નકામું
નથી લક્ષ્મી એની પાસે કરો હઠ શા સુખની આશે.
ગુણની લક્ષ્મી ગુલામ થઈને સદા પાય સેવે છે
ગુણવિણ લક્ષ્મી કોઇની રહીના કોઇ પાસે નવ રહે છે
લક્ષ્મી ઘર ઘર ફરનારી જેમ રખડે લપટ નારી
કોઇ સબળ શત્રુ જાગે તો લક્ષ્મી લુંટી લેછે
ગુણ લૂંટારો ના લૂટાયે મરતાં સાથ મરે છે—લક્ષ્મી
તો પણ શાણી સુજાણ બાળા, હું નથી યોગ્ય થનારો.
રત્ન તેમ છો રાજ કુળનું, હું છું દાસ બીચારો
ઉંચતે ઉંચા કુળમાં ભળે, નીચ તે જઈ નીચમાં ભળે;
પરવત શિખરે પથ્થર પાકે મણિ ખાણમાં માયે;
નીચી ખાણના મણીના કરતાં પથ્થર શું ચઢી જાશે.
કહોને કુળને કરવું શું, ધરી શીર પથ્થર મરતું શું.

૧૦૪ પવિત્રલક્ષ્મી.

નયન મિલાવી લે એ છબીલી, નયન મીલાવી લે;
ચટપટી ચીતમાં લાગી ચતુરા, ચુંબન કરવા દે,
મોતનમાળા જડીયન સાડી, જે જોઇએ તે લે—રસીલી
લગની લલના લાગી રહી, તુજ ચ્હેરો જોવા દે;
નાજુક વેલી કોમળ ખીલેલી, કળી ચુટવા દે—છબીલી.
મદન અગન તનમાં લાગી, જલદી બુઝાવી દે—છબીલી.
આલીંગન આપી અલબેલી ભેટ પ્રેમની લે—છબી ી.
મંત્રામૃત રસપાન કરાવી, મધુર વચનરસ મુખ કહે—રસીલી

૧૦૫ દ્રોપદી.

સખી સ્વપ્ન મહીં મનમોહન મેં નીરખ્યા એકાન્ત વિસે શયને,
શરમાઇ રહી રતી નાથ મદે મુખથી નહીં કાંઇ બોલાય અરે;

પિયુ જોઇ રહી રૂપ પ્રેમ ભરી અચુતી પ્રેમી નીજ પાય અરે.
કર ઝાહી રસીક શું વળગ્યા કરતાં બળરીન ધયા મળગ્યા;
તુટી હાર ગયો એ રક જકમાં કસી કંચુકીની છુટી જાય અરે,
છુટી કેશ ગયા વિખરાઇ અને ગઈ દેહ કળી કરમાઇ અરે
થયાં સ્વેદથી વસ્ત્ર ભીંજાઇ અરે પણ નાથ થયા નગણાજ અરે,
મનથી મન સેજ ગયું પીગળી જેમ સાકર દુધની સંગ ભળી;
કીધ ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે.
મુખ તાંબુલની પીચકારી ઉડીરે અચાનક નાથને અંગ પડી.
સખી તે રજની અને તેજ ઘડી રસિયો રીસલાવી રીસાય અરે
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણ જાય પિયુ અરે હુંથી લડી;
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ મનાય અરે.

૧૦૬ પ્રતાપીચંદ

રાગ સારંગ.

નવલ યોવના ફુલે, ખુલ ખુલે ગુલજાર ડાલીએ ચઢી ઝુલે
નવન સુખે મલક મુખે, રસીક સંગ રસાળ.
મદ ભરી રસ રંગ ભરી ચાલે ગજ ગામીની ચાલ (ન)
રસીલા રંગીલા છબીલા બામન ભ્રમર કર્યો છેલ
છકભરી બકવાદ કરે શું જાણે હરાયા બેલ (ન)
ઘેલી છકેલી નવેલી સાહેલી સુ સાસરે સાકર શેલ,
લુચ્ચી ચતુરી હારી હું તુંથી મારો કેડો મેલ. (ન)

૧૦૭

રાગ. શું નટવર વસંત થઇ નાચી રહ્યો.

સ. સત સંગનો આનંદ અંગ વ્યાપી રહ્યો
વ્યાપી રહ્યો નહી જાયે કહ્યો—શું

( શાખી )

વેદ વચનથી સીધ છે મનન કરો આવાર.
સત સંગ સર્વનુ મૂળ છે સતસંગથી નીરધાર
મુક્તિ મેળવવાનું સાધન સત સંગ છે. ( ૨ )
શાણી સમય નહી આવે ગયો શું,

શાખી

સત સંગી સતીઓ થઇ, યુગ યુગ મહી અપાર
અમર નામ કરી અભય થઇ, સફલ કર્યો અવતાર
અનસુયા અનીરૂધતી એ, તારા રાણીરે
સતી સુલોચનાને સાન થઇ ઘણી શાણીરે

આવી.
સર્વે ગુણમાં સતી ગુણ [illegible] નાર
હૈયામાં સદ્ગુણનો ભંડાર ભર્યો [illegible]
એનો સત સંગ કરો સીતા સતી-
જાણો જરૂર મન મોક્ષ

૧૦૮

ત્યાગી બન્યા પણ ત્યાગ કાચા, વાસના રહી વળગી.
ભગવાં પ્હેરી વેશ બદલ્યો પણ, તૃષ્ણા ન થઇ અળગી;
જાુઓ ભગવાના ભવાડા, શુષ્ક વેદાંતીના ધુંવાડા,
સોહં સોહં જાપ જપે નિત્ય, વાચક જ્ઞાનની વાત;
આપ બુડયા એ અન્ય શું તારે, પ્રબળ વિકારો સાથ.
પડે ધરમપર ધાડાં મારે કાનને કુહાડા. ત્યાગી.

૧૦૯ કુંડલા.

આવી ઉભા, મનના માન્યા ક્યાંથી આવ્યા.
જોઉં ન ક્યાંઈ, દર્પણમાં તો દીસો ડાહ્યા;
ઝાંઝવાના પાણી આતો, ત્રષા ન ટાળે શિદ
દેખાતો, રાક્ષસી માયા કરી મલકાતો,
ડગું ન દેખી જોઇ રળીયાતો; આવી.

૧૧૦

આવી બેસો, ઉછરંગે અલબેલી,
તું તો મારે પ્યારી પ્હેલી, આવો કરીએ કાન્તા કેવી;
ચુમ્બન દેશો આલિંગન દે હેલી,
તારા મનનો મેલજ મેલી, જોજે થતી હવે નહીં ઘેલી;
આઘા જાઓ નહીં લલચાવો, ભામનિ ભોળવવી શું ધારો;
આજ સુધી નવ જોયું સામું, સાચું વદનારા કેમ માનું.
સુખના મિઠા, આજ દીઠા, દુર જ્યારે થઇ શોકો મારી. આવી.
વાલી મારી, બોલી તારી, ટળી શકું નહી હું ન્યારી;
શોકો તારી કોણ બિચારી, બોલ વીચારી, ઘુંઘટ ટાળી;
મદાલસા કુન્ડલાથી હારી, કરવા આવ્યા મને નારી;
જોઇ લેશો, મુખડાનો આ મટકો,
ઘાયલને ડાળે આ લટકો જો જો જોઇને નવ ફટકો.

૧૧૧

અનસુયા—મ્હેમાન થયા તમે મ્હારાં,
અપ્સરાઓ—સ્વીકારશો મ્હેમાની.

અનસુયા—મહેમાન હરે મ્હેમાની–દુનિયા કહે દીવાની. (૨)
લક્ષ્મી—ભલી ખેલાવશું ભંગે. (૨)
કરે રમત ગમત એમ સંગે. (૨)
રતિ—ઝુઝીએ મદનની જંગે,
અપ્સરાઓ—સ્વીકારશો મ્હેમાની,
અનસુયા—જેવી નીર વિનાંની સરિતા. (૨)
તેવી વ્હાલા વિણુ વનિતા. (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની
દુનીયા કહે દીવાની. (૨)
લક્ષ્મી—કંઠે ધરો કુસુમની માળા, (૨)
પ્હેરો નીલમ હાર રૂપાળા (૨
શિર ઉપર મુગટ છોગાળા. (૨)
અપ્સરાઓ—સ્વીકારશો મ્હેમાની.
અનસુયા—જેના પતી વસે પરદેશે,
તેને રહેવું શા વેશેરે. (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની.
દુનીયા કહે દીવાની. (૨)

૧૧૨

નર્મદા—મનસુબ નાળી તન બાગે બીજ વાવો જે દીલ ચ્હાય
સુંદર ફળ ભારી ઇંદ્રવરણુનાં ખાવા મન લલચાય,
કોઈ વાવે કેતકી કે કેવડો ચંએલી સારી,
કોઇ વાવે મોગરો ગુલાબ ગુલહજારી.
કોઇને જુઇ લાગે પ્યારી,
જાસુદી કામણુગારી
વડલાને ડાળે નહીં ફળશે શ્રીફળ પણુ ટેટા થાય થાય—મન
હિંગ હજાર છુપાવતાં, વાસ છુપાશે કેમ,
છાનાં પાપ અમાપની, છાપ પ્રગટશે એમ—મનસુબા.

૧૧૩

નરવીણુ જગમાં નારતણી કીમત કોડી કહાવે,
હલકું લોહી ગણી અબળાનું જુઠાં આળ ચડાવે—નાર.
વ્હાલાં પણુ વેરી થઇ જેને જેમ ફાવે તેમ બોલે,
કંથ વિનાની કામિનીનું જીવતર તરણા તોલે—નાર.
કુડ કપટની ભરી કુલટાઓ લાલચ દઇ લલચાવે,
ભવ રણુમાં ભરથાર વીના ભામાની લાજ લુંટાવે—નાર.

નારદ— ૧૧૪

નહીં ચીજ કાંઇ ગળી, ગરજ એજ નહીં ચીજ કાંઇ ગળી
માનવંત નિજ માન મુકી, દુસ્મનને પડતાં ઢળી—ગરજ
પાર્વતી—બગીચા પણ નિર્ફળીને નમતા, રાય રંક ઘર જાય,
સાવીત્રિ—સોંઘું પણ મોંઘું થઇ બેશે. કળા શકાય ન કળી—ગરજ.
લક્ષ્મી—સમયાધિન થઇ ઝેર હળાહળ, પીવું અમરત ગણી
નારદ—જઇ મહાસતીને શીષ નમાવો—જાય આપદા ટળી—ગરજ.

૧૧૫

કુન્દન—ઉપકાર અનુપમ થયો સુંદરી, દે બદલો કીરતાર
માણેક—સતકાર વિશરીયે કેમ અતીતીનો જે છે અધિકાર
કુન્દન—વસ્તુ કરતાં વહાલ કિમતી છે ?
માણેક—કાંડી તે કિમતી શું રતી છે !
કુન્દન—કાંડીના બળપર સૃષ્ટિનો આધાર છે. સઘળો આધાર;
માણેક—કાંડી શું દીવા દાંડી છે ?
કુન્દન—ગૃહજીવનની સુખ—હાંડી છે;
માણેક—"થેંક્ય-વેરીમચ"
કુન્દન—"ગુડબાય ! —ઉપકાર.

૧૧૬

( ઉસ્તાદી ).

બોલું કયાં મેરે પ્યારેકી બતીયાં ( ૨ )
ખોલું કયા મેરી છોટીસી છતીયા
નધરીચેન, સધરીરેન ચુમી ચુમી
બદન સયનમેં દુઃખ કરી ડારી
પકરી જુગલ કરી સયન બસન કરી
મરોરડારે ભસકો મેરેકા મેલ અંગ. બોક
એસે નીરદય નાથકો સ્વપ્ને કરૂ ના સંગ
ત્રેસ બઢચોત નમે અતી, રદયકો ભયો હુલાસ
તેમેં ઐસો જાનતી, તો ના જાતી પીયુકે પાસ.

૧૧૭

( કૃશ્ન—રાધા રાસ ).

કહ્યું ના માને જસોદાજી રે કાન ( ૨ )
એક કોરે ગંગા વાલા, બીજી કોરે જમના
બીચ ગોકળીયુ રૂડુ ગામ—
વંદ્રાવનમાં વાલે રાસ રચ્યો છે
સોલસો ગોપીમાં ઘેલો કાન

[illegible] ત્યજીને
[illegible] લીધા છે તમે ધ્યાન—કહું
બાઇ મીરાં કહે છે પ્રભુ ગીરધર નાગરએ
હરી ભજવામાં મારૂં ધ્યાન

૧૧૮ — ઉદયભાણુ.

ખાળાં ભોળાંરે કુમારકા પરણીને પસ્તાયારે
પહેલાં ફુલી થયાં ફાળકા, હઇડામાં હરખાયારે
ચાર દીન વહુ લાડકા, મનડામાં મલકાયા રે
મેંતો જાણ્યું કે બાઇ ફુલડે પુજાશું.
ખાજાં જલેબી નીત નીત ખાઇશું;
મેં આગળથી [illegible]માં ધાર્યું માનમહી મરડાઇશું;
નણુદીના વીરાને ઘડી ટીંગળાવી ભાગોળે ભુ પાઇશું રે
મોહન મળીયા, વાતમાં વઢીયા—
નળીયા ખખડીયાં, વાણી ઉચરીયાં ( લે રાંડ દીવો )
મેં કહ્યું ઉહું (૨) ચડસમાં ચડીયા, ખુબ કકળીઆ,
ઉહુંનું ઓસડ ધોકા પડીઆ--પરણી
પરણ્યો પીટચો પરઘેર ભટકે ઘરમાં ન ખાવા પીવા રે
વરણાગીમાં વાંકો હીડે, પતિ કુળ એવા દીવા રે

૧૧૯ — વિબુધ વિજય

પ્રેમનો કોલ દીયો રાજકુમાર મારા થઇ ચુકયા પ્રાણ આધાર
મારા રસીયા રાજકુમાર—પ્રેમનો.
લીઓ કોલ આ પ્રીતથી, ગણો સદાનો દાસ;
રસીયા રસબસ કરી, બાંધી પ્રેમનો પાસ--પ્રેમનો.
મધુર મુખ જોયા વીના, ક્ષણ હવે રહ્યું નવ જાય:
ધર્મ વિધિથી હસ્ત મેળવ્યા, વિના ચુંબન નવ થાય.
પ્રેમનો કોલ દીયો રાજકુમાર.

૧૨૦ — ઉમાદેવડી.

હરમાન ઘરમાં હડીયો કરે ત્યાંતો કેવી રીતે બેટા બાઉ બને
ઘંટીના ગાળાને બંટીના ફાકા ત્યાં ખીરને ખાંડનું કેહેવું મળે
મારે તો માડી નહીં બસ બાઉ, ખાઉ તો બાઉજબાઉજબાઉ
જા જા પીટયા હું તો કયાં લેવા જાઉ—હરમાન
માડી મને બાઉ, ઉહુ મને બાઉ,
કાળા મોંના ક્યમ કાળજુ ખાઉ--હરમાન.
માંડી મને બાઉ, હુંહું મને બાઉ, જાને લાવ બસ બાઉ (ક)

# મળતાં પુસ્તકોનું સુચીપત્ર.

## વારતાનાં પુસ્તકો.

| | |
|---|---|
| માંડવગઢની મોહની. | ૦–૮–૦ |
| રમણુતારા. | ૦–૮–૦ |
| અંધ સારંગીવાળો. | ૦–૬–૦ |
| દેવીપુત્ર બાલમજી પરમાર | |
| ભાગ ૧ લો. | ૦–૧૨–૦ |
| ભાગ ૨ જો. | ૦–૧૨–૦ |
| પૃથુસિંહપરમાર ભા.૧ | ૦–૧૨–૦ |
| ,, ભાગ ૨ જો. | ૦–૧૨–૦ |
| તકદીરના તમાસા. | ૦–૪–૦ |
| સુગુણ સવીતા. | ૦–૬–૦ |
| લાલા વાઘેલી. | ૦–૪–૦ |
| સ્ત્રીયોનાં ચરીત્રો. | ૦–૬–૦ |
| હરીબલ મચ્છી. | ૦–૮–૦ |
| ખંભાતનો ખુની | ૦–૮–૦ |
| બાદશાહ અને બીરબલ | |
| બાર ભાગ | ૦–૮–૦ |
| મીઠી મધુરી વાતો. | ૦–૮–૦ |
| વર્ગની સુંદરી. | ૦–૮–૦ |
| ચતુરસીંહ ઠગારો ભા.૧લો | ૦–૪–૦ |
| ,, ભા ૨ જો | ૦–૪–૦ |
| ,, ભા ૩ જો | ૦–૪–૦ |
| ,, ભા ૪ જો | ૦–૪–૦ |
| ગમ્મત ધ્રંટ પેટ દબાવી | |
| હસવાનું પુસ્તક. | ૦–૪–૦ |

## વારતાનાં પુસ્તકો

| | |
|---|---|
| ચંદ્રરાજ પ્રભાવતી. | ૦–૪– |
| રાજ કઠીયારાની વારતા | ૦–૧૨– |
| વીણાવેલી. | ૦–૮–૦ |
| વીર કુમાર. | ૦–૪–૦ |
| મોહનીચંદ્ર. | ૦–૮–૦ |
| અજબ મોહની. | ૦–૪–૦ |
| ભોજ કવી કાળીદાસ. | ૦–૬–૦ |

## ભાષણ સાથે મોટાં નાટકો.

| | |
|---|---|
| ભરથરી ચીત્રો સાથે. | ૦–૬–૦ |
| બીલ્વમંગળ ઉર્ફે સુરદાસ. | ૦–૬–૦ |
| જગદેવ પરમાર. | ૦–૮–૦ |
| ચાંપરાજહાંડો. | ૦–૮–૦ |
| હરીચંદ્ર તારામતી | ૦–૮–૦ |
| ગોપીચંદ | ૦–૬– |
| રાણકદેવી | ૦–૬– |
| સુદામાજી. | ૦–૨–૦ |
| વનરાજ ચાવડો. | ૦–૬–૦ |
| લીલાવતી નાટક. | ૦–૮–૦ |
| અભેમન્યુ. | ૦–૮–૦ |
| સુરેખા હરણ | ૦–૬–૦ |

## જાદુનાં પુસ્તકો.

| | |
|---|---|
| દેવતાઇ જાદુગર ચીત્રો | |
| સાથે. | ૦–૮–૦ |
| જંગી જાદુગર. | ૦–૪–૦ |
| જાદુ કળા પ્રકાશ | ૦–૧૨–૦ |

**નેશીંગભાઇ મોતીલાલ શાહની કં૦**

ઠે. રીચીરોડ—**અમદાવાદ.**